॥ૐ॥

## શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

# વીર કેસરી.

## નાટકનાં ગાયનો.

રચનાર—ગૌરીશંકર ત્રીભુવન ઉપાધ્યાય રાજકવી
દારા ઔરંગઝેબ વીગેરેના કર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**ચીમનલાલ બકોરભાઇ દલાલ,**
માલેક—શ્રી વિશ્વરંગ નાટક સમાજ.
હાલ મુકામ—સ્ટેશનરોડ—જ્યોર્જ થીએટર—સુરત.
આવૃત્તિ ૨ જી — પ્રત ૫૦૦૦
સંવત ૧૯૭૫) કીંમત ૦—૩—૦ (સને ૧૯૧૯

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ ૮૩૭૨



આ નાટક ( વીર કેસરી ) રજીસ્ટર કરાવી માલીકે સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે, તેમની લેખીત રજા શિવાય કોઇએ ભજવવું, ભજવાવવું, છાપવું કે છપાવવું નહી.



આ પુસ્તક સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું છે.

# વીર કેસરી નાટકનો ટુંકસાર



## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**—સ્થળ વિતસ્તા (જેલમ) નદીનો કીનારો, રાજ રજવાડાઓની સભા, સીકંદર (મહાન એલેકઝાન્ડર) ને નદી ઉતરતો અટકાવી યુદ્ધ કરવાની ક્ષત્રિ રાજકર્તાઓએ પ્રતિજ્ઞા કરવી, ઇંદીરા કુમારીએ યુદ્ધમાં વિજય મેળવનારને પરણવાની પ્રતિજ્ઞા કરવી, જય માટે હિંદ દેવી પ્રગટ થઇ આશીશ આપવી, સીકંદરના દુત એફ્રિસ્ટીયનને સભામાં બોલાવવો, દુતે રાજકર્તાઓને સંધી કરી માર્ગ આપવાનો સીકંદરનો પેગામ સંભળાવવો, પુરૂરાજ (પૌરસ) પ્રમુખ સર્વ રાજકર્તાઓએ સીકંદરનો પેગામ નાકબુલ કરી યુદ્ધ આરંભવાનો જવાબ આપવો તેથી સીકંદરશાહ સાથે દુતે કરેલા સંકેત મુજબ એક તીલસ્માતીક સંદુક કે જે તોપ છે તેના જોરથી દુત સભામાંથી અંબાલીકા રાજકુમારીનું હરણ કરી ચાલ્યો જાય છે.

ટેબ્લો.

**પ્રવેશ ૨ જો**—સ્થળ રાજમહેલ પાસેનો રસ્તો. ગુણવતી તથા સુહાસીની પોતાના પતિ કે જેઓ પર ઓલંપટ છે તેઓને ભય પમાડી યુક્તિથી ઠેકાણે લાવવા [illegible] મનસામન સલાહ કરે છે, તેવામાં ત્યાં રાઘુમલ આવે છે, સુહાસીની તરફ પ્યારના ઉભરા કાઢે છે, સુહાસીની તેને મળતી થઇ પોતાને મુકામે આવવા કહે છે. રાઘુમલ જાય છે, બાદ પોકળસીંહ આવે છે, ગુણવતી પ્રત્યે પ્યાર જાહેર કરે છે, તે પણ પોકળસીંહને પોતાને મુકામે આવવા કહે છે.

**પ્રવેશ ૩ જો—સ્થળ જેલમ નદીને કીનારે સીકંદરની છાવણી.** એરીસ્ટીયન અંબાલીકાને ઉઠાવી લાવી તેને શાહ સાથે સંધીના કરાર કરવા સમજાવે છે, ભય આપે છે, અંબાલીકા તે વાતને તરછોડી કાઢે છે, બંનેમાં રસાકસી. હથીયારોથી પરસ્પર હલ્લો કરે છે, સંકેત મુજબ સીકંદરશાહનું ત્યાં અચનાક આવ્યાનો ડોળ કરી આવવું. એરીસ્ટીયનને જબરી કરતાં રોકાવો. એરીસ્ટીયનનું જવું. અંબાલીકા સીકંદરને જોતાંજ મોહ પામે છે. સ્વદેશ પ્રત્યેની લાગણી જતી રહે છે. સીકંદરશાહ અંબાલીકા પ્રત્યે માનભરી રીતે વિનય કરે છે. અંબાલીકા પ્રેમાસક્ત બની સીકંદરને અનુમોદન આપે છે. સીકંદર આશ્ચર્ય સાથે અંબાલીકાના મનનો ફેરફાર સમજી જાય છે. અને તેનો લાભ લઇ અંબાલીકા તરફ દીલસોજી જાહેર કરે છે. અંબાલીકા મરમાળી ભાષામાં શાહનો પ્રેમ માંગે છે. સીકંદર વિષય વીલાસને ધિક્કારનાર હોવાથી અંબાલીકાની માંગણીને અંતરથી નાકબુલ કરે છે, પણ રાજ્ય પ્રકરણિય નીતીને અનુસરી સમયાનુસાર અંબાલીકાના પ્રેમનો સ્વીકાર કરે છે. અંબાલીકા પંજાબ દેશ જીતાવી આપવાની, પુરૂરાજને કેદ કરાવવાની, તથા છુપી રીતે અચાનક હલ્લો કરવાની યુકિત બતાવે છે. બદલામાં પોતાના બંધુ તક્ષશીલને પંજાબનું રાજ્ય આપવા તથા ઇંદીરા રાજકુમારી તેની સાથે પરણાવી આપવાની શરત કરે છે. સીકંદર સર્વ કાંઇ કબુલ કરે છે. તેવામાં અચાનક નદીમાં મહાન જળચર પ્રાણી જેવું તરતું દેખાય છે. સીકંદર અને અંબાલીકા તે જોવા નદી કાંઠે જાય છે. જળચર પ્રાણી સ્ટીમરના રૂપમાં ફેરવાઇ જાય છે. સેના સાથે પુરૂરાજ તેમાં માલમ પડે છે. સીકંદરને ભયભીત કરી પુરૂરાજ અંબાલીકાને છોડાવી જાય છે. ટબ્લો.

પ્રવેશ ૪ થો—સ્થળ ઇંદીરાનો મહેલ સુંદરી અને સાહેલીઓનો પ્રેમશ્રૃંગાર સંબંધી આનંદી વાર્તાલાપ. ઈંદીરા તેગસીંહ વીગેરે આવે છે. યુદ્ધમાં ઉતરવા સૈન્ય વ્યવસ્થા કરે છે. તેગસીંહ પોતાના પુત્ર સરોજને દેશ સેવામાં રજુ કરે છે. તેગસીંહને લશ્કર લઇ આવવા, જવાનો હુકમ. ઇંદીરાનું આરામ માટે જવું. પૂર્વ પ્રેમી સરોજ અને સુંદરીનો પ્રેમી મેળાપ.

પ્રવેશ ૫ મો—સ્થળ તક્ષશીલનો મહેલ. તક્ષશીલ ઈંદીરાને મેળવવા માટે યુદ્ધમાં વિજય મેળવવા નિશ્ચય કરે છે. ઇંદીરા આવે છે. તક્ષશીલની આસક્તિ. યુદ્ધમાં વિજયી થવા ઈંદીરાનું કહેવું. તક્ષશીલ અંદર જાય છે. અંબાલીકાનું આવવું. ઇંદીરા અને અંબાલીકાની સીકંદર સંબંધે વાતચીત. અંબાલીકા શાણપતથી ઇંદીરાને ફોડવાની તજવીજ ચલાવે છે. ઇંદીરા તેનો આશય સમજી જાય છે. બન્નેમાં મતફેર. વાદવિવાદ, અને વિરૂદ્ધતા. ઈંદીરા જાય છે. તક્ષશીળ આવે છે. અંબાલીકા તક્ષશીલને ભંભેરે છે. ઇંદીરા પુરૂને ચાહે છે, અને પ્રતિજ્ઞા કરી છે તે એક પુરૂના લાભ માટે છળ છે, એવું ઠસાવે છે. બગીચામાં પુરૂ તથા ઈંદીરાને છુપા મળેલાં બતાવી આપવાનો ઠરાવ કરે છે.

પ્રવેશ ૬ ઠો—ઈંદીરાનો બાગ. ઇંદીરા પુરૂ સંબંધી પ્રેમોદગાર કાઢે છે, પુરૂરાજ આવે છે, ઈંદીરા તેને અંબાલીકાના ફરેબની હકીકત જણાવે છે. પુરૂ તેઓ ખુટલને છોડી દેવા વિચાર રાખે છે, ઈંદીરા તક્ષશીળને હાથપર રાખવાની સલાહ આપે છે, પુરૂ તે સલાહ માને છે, અંબાલીકા તક્ષશીલ સાથે આવી પુરૂ અને ઈંદીરાને ચુપચુપ વાતો કરતાં બતાવે છે. તક્ષશીલ તે જોઇ વ્હેમાઇ ક્રોધ પામે છે.

પ્રવેશ ૭ મો—સ્થળ પોકળસીંહનું મુકામ, સુહાસીની પાસે ચાહુમલ આવે છે. કામક્રિડાની માંગણી કરે છે. સુહાસીની તેને બનાવે

છે. સંકેત મુજબ ગુણવતી પુરૂષ વેશમાં ત્યાં આવે છે. રાહુમલ છુપાય છે, ગુણવતી રાહુમલને બનાવવા ઉટપટાંગ વાતો ચલાવે છે. ગુણવતી જાહેર થાય છે. ધારણા પ્રમાણે પોકળસીંહ આવે છે. રાહુમલ ગભરાય છે; તેને સ્ત્રી વેશ પહેરાવી સુંદરી તરીકે રજુ કરે છે. ગુણવતી ઘરમાં છુપાઇ છે, પોકલ અંદર આવે છે, સ્ત્રીરૂપે રાહુમલને જોઇ આશક થાય છે. સુહાસીની રાહુમલને ખુલ્લો પાડે છે. પોકલસીંહ વ્હેમ ખાય છે, સુહાસીની ઉઘટીટાંગ પોકલના ગળામાં નાખે છે. પરસ્ત્રી લંપટ છો, તે પ્રત્યક્ષ પકડી પાડવાની યુક્તિ કરી છે, એમ સમજાવી પોકલને શરમીંદો બનાવે છે. રાહુમલ જાન બચી સમજે છે.

પ્રવેશ ૮ મો—તક્ષશીલનો મ્હેલ, બેદીલ બનેલો તક્ષશીલ તેને અંબાલીકા આવી વિશેષ ઉશ્કેરે છે, સીકંદરથી મીત્રતા કરવા અને પુરૂને પકડાવી દેવા, તેમજ ઇંદીરાને પકડી કબજે લેવા સલાહ આપે છે, વ્યગ્રમનનો તક્ષશીલ ઇંદીરાને મેળવી આપવાની કબુલાત લઇ તેમ કરવા કબુલ થાય છે. ઇંદીરા આવે છે, તક્ષશીલ તેની પાસે પ્રેમ માંગે છે. ઇંદીરા પોતાની શર્તના સબબથી હાલ તેમ ન કરી શકવા લાચારી જણાવે છે. તક્ષશીલ લડાઇમાં ન ઉતરવાને પોતાનો ઠરાવ જણાવે છે. ઇંદીરા ઉપાલંભ કરે છે, અંબાલીકા સંકેત પ્રમાણે સેના સાથે આવી ઇંદીરાને કેદ કરે છે. ( ટેબ્લો. )

પ્રવેશ ૯ મો—જેલમ નદી કાંઠે કીલ્લો. અંબાલિકાની યુક્તિ મુજબ સીકંદર સેના સાથે નદી તરી આવે છે. દગાનો શોર પોકાર થાય છે. પુરૂરાજ જુજ સેના સાથે આવી પહોંચે છે. યુદ્ધ થાય છે. પુરૂ સીકંદરને હંફાવે છે તેટલામાં પાછળથી આવી તક્ષશીલ પુરૂરાજને કેદ કરે છે. ( ટેબ્લો. )

•

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—સ્થળ તક્ષશીલના મહેલમાં સીકંદરનો દરબાર. વીજયનાં નૃત્યગીત. પુરૂરાજ પર અંતરમાં ચાહના હોવા છતાં કસોટી કરવા માટે ઉપરથી નારાજી બતાવવાની એરીસ્ટીયનને સુચના કરી તેને પુરૂરાજને બોલાવી લાવવા મોકલે છે. પુરૂરાજનું કેદી હાલતે આવવું, સીકંદર તેને મારી માંગી સંધીના કરાર કરવા કહેવું. પુરૂરાજે તે વાત ઇન્કાર કરવી, શાહે છળથી કરેલા વીજયને નાકબુલ કરવો. સીકંદરે બહાનાથી પુરૂને સમજાવવા પ્રયત્ન કરવો. પુરૂએ તેથી ચસીતન થના શાહને નીતીનો બોધ કરવો. સીકંદરે દમ કસવો, પુરૂએ દ્રઢતાથી તેનો જવાબ વાળવો. તલવાર બાજીની માંગણી, એરીસ્ટીયને અંબાલીકા તથા તક્ષશીલે પુરૂ સાથે તલવાર બાજીમાં ન ઉતરવા શાહને સલાહ આપવી, વીર ધર્મને અનુસરી સીકંદરે પુરૂરાજની માંગણી માટે પ્રસન્નતા જણાવી પુરૂરાજની મુક્ત કરી તેની તલવાર આપવી. પુરૂરાજ તથા સીકંદરનું દ્વંદ્વયુદ્ધ. સીકંદરની હાર, એક ગ્રીસ સરદારે શાહના બચાવમાં રહી પુરૂરાજને જખમી કરવો, સીકંદરે સરદારના અનીતીના કૃત્યપર ક્રોધ કરી તેનો વધ કરવા જલ્લાદને કહેવું, પુરૂરાજે તેને ક્ષમા આપવા શાહને કહેવું. સરદારનો જલ્લાદના હાથથી બચાવ. ( ટેબલો. )

**પ્રવેશ ૨ જો**—રાહુમલનો મુકામ, સુહાસીની તથા ગુણવતીનો સંકેત. ચોકળસીંહનું આવવું, કામક્રીડાની આતુરતા, ગુણવતી બહાના બોળી, ને વખત વીતાવવો, ધારણા પ્રમાણે રાહુમલનું આવી લાગવું, ચોકલનું ભયભીત થવું, તેને પુતળું બનાવી ઉભો રાખવો, રાહુમલનું અંદર આવવું, પુતળું જોઇ વિસ્મય, ગુણવતીએ જાણીજોઇને દેસરો

કરવા દેવો, રાહુમલે વ્હેમખાઇ પુતળાને તપાસવું. પોકળસીંહ ખુલ્લો પડવો આ ગોટાળાનો ખુલાસો માંગવો, ગુણવતીએ રાહુમલને ચતુરાઇથી ઉલટો સપડાવવો. સુહાસીનીએ બહાર આવી રાહુમલ કયાં છે પુછવું, રાહુમલનું તથા પોકળ બન્નેનું ગભરાવું, સુહાસીનીએ રાહુમલ પોતાને ચાહે છે, તેવી વાત કરવી. રાહુમલે યુક્તિથી પોતાના બચાવમાં કોઇ બીજોજ મારો વેશ લેનાર તેને ચાહનાર છે. એવો જવાબ દેવો અને તેને પકડી લાવી બતાવવાને બહાને ખસી નીકળવું, પોકળસીંહે ભયથી સમજી જઇ પશ્ચાતાપ કરવો. પોકલને ગુણવતીની સીખામણ, સુહાસીનીપર પોકળનો પ્રેમ.

પ્રવેશ ૩ જો—સ્થળ તક્ષશીલનો મહેલ, સીકંદરના વિજયના માનમાં મીજલસની તૈયારી, અંબાલીકા તથા તક્ષશીલ ઇંદીરા અને પુરૂમાં કલહ કરાવવાની યુક્તિ રચે છે, પોકલસીંહને ગામડીયાનો વેશ કરી કપટ પત્ર આપવા પુરૂરાજ તરફ મોકલે છે, મુબારકબાદી ગાનતાન, સીકંદરે ઇંદીરાને બોલાવવી, પુરૂરાજના મૃત્યુના ખોટા ખબર આપવા તક્ષશીલ સાથે પરણાવવા ફરમાન કરવું, ઇંદીરાએ તેથી આઘાત પામવો, તક્ષશીલને ધીક્કારવો, કસોટી કરી ઇંદીરાપર સીકંદરે મનમાં ખુશ થઇ તેને ઉપરથી દમકસી તક્ષશીલને પરણવાનો વિચાર કરવા માટે એક રાતની મુદત આપવી. શાહનું જવું, તક્ષશીલે ઇંદીરાને સમજાવી દમ દેવો. ઇંદીરાએ દૃઢતા જણાવવી, બળાત્કારની તૈયારી સરોજનું અચાનક આવવું, ઇંદીરાને બચાવી તક્ષશીલને કેદ કરવો.

( ટેબ્લો. )

પ્રવેશ ૪ થો—સ્થળ, તેગસીંહનું મકાન, તેગસીંહ તથા શહેરીજનો. યુદ્ધમાં સર્વ પ્રકારે મદદ આપવાની શહેરીજનોની લાગણી.

સરોજનું આવવું, દગાથી પુરૂરાજ પકડાયાના ખબર દેવા. તેગસીંહને તેથી આઘાત થવો અને સરોજ યુદ્ધસ્થળ છોડી આવ્યો તે માટે ફરજ ચુકવાના અપરાધ માટે તેગસીંહે તેને ગોળીથી મારવો. અચાનક સુંદરીનું આવવું. તે વચ્ચે આવી જતાં જખમી થવી, સરોજનો બચાવ.

**પ્રવેશ ૫ મો**—સ્થળ, પુરૂરાજનો મુકામ, જખમી હાલતે પુરૂરાજ વીધીની વીચીત્રતા વીચારે છે, તેગસીંહ આવે છે, દગાબાજીથી વીજય મનાવનાર સીકંદર સાથે ફરી યુદ્ધ કરવાની માંગણી કરે છે. પુરૂરાજ વચનભંગ નહી કરવા કહે છે, પોકલસીંહનું ગામડીયાના વેશે આવવું, પુરૂરાજને પત્ર આપવો, પુરૂરાજે પત્ર વાંચવો, ઇંદીરાનો તક્ષસીલપરનો પત્ર છે એમ જાણવું, પત્રની બીનાથી કોપીત તથા ઉદાસી થવું, ઇંદીરા તક્ષસીલના પ્યારમાં છે, એવો વ્હેમ. પત્ર પાછો આપવો. પોકળે ભુલથી પત્ર અહીં આપ્યો છે એમ ખુલાસો કરવો. અને પત્ર લઇ જવું. ઇંદીરા તથા સુંદરી આવે છે, ઇંદીરા તરફ પુરૂરાજની છતરાજી, ખુલાસો. ઇંદીરાની દલીલ. પુરૂનો તીરસ્કાર, ઇંદીરાનો અફસોસ અને સીકંદર રૂબરૂ સચ્ચાઇ જાહેરમાં લાવવા ઠરાવ જણાવી જવું.

**પ્રવેશ ૬ ઠો**—રાહુમલનું મકાન, ગુણવતી સુહાસિની તથા પોકળસીંહ, રાહુમલને ઠેકાણે લાવવાની રચના રચે છે. પોકળસીંહ રાહુમલનો વેશ લે છે, રાહુમલ આવે છે તેને નકલી તરીકે બનાવે છે. અસલ રાહુમલ તરીકે પોકળસીંહ રજુ થાય છે. રાહુમલને આશ્ચર્ય અને જુઠાણામાં સપડાયા સંબંધી ખેદ, રાહુમલે પોતાનું ખરાપણું કહેવું, સહુએ તેને ફટકા મારી કાઢી મુકવો, રાહુમલે નીરૂપાય સુધારી નીને ચાહનાર પોતેજ છે, એમ કબુલ કરવું, હમશીકલ (મળતા ચ્હેરા)

નો ગોટાળો સમાપ્ત થવો, ગોંટાળાના કારણરૂપ પરસ્ત્રી લંપટપણાના અપરાધ માટે પશ્ચાતાપ. બન્નેએ પોતાની પત્નીઓની નેક ચાલ માટે ફીદાગીરી જણાવવી.

પ્રવેશ ૭ મો—સ્થળ, તક્ષસીલના મહેલમાં દીવાનખાનું, પુરૂરાજને બોલાવી છેવટ કસોટી કરી મીત્રતા કરવાનો સીકંદરનો વીચાર. પુરૂરાજને તેડી એલ્ફીસ્ટીયનનું જવું, વેશ બદલી કરી ઇંદીરાનું આવવું, ફરીયાદ કરવી. ન્યાય માટે સીકંદરનું વચનદાન મેળવી પોતાનું શીયળ ભંગ કરવાની પેરવી કરનાર સખ્સના સાક્ષી તરીકે સીકંદરપર ઇંદીરાએ તોહમત મુકવું, સીકંદરનો કોલ, ઇંદીરાનું જાહેર થવું, પુરૂરાજનું આવવું, તક્ષસીળનું આવવું. સીકંદરે ઇંદીરાને ઉપલક રીતે આભ, ઢોંગ—સોંગ કરવા માટે દોષીત ગણવી, પુરૂરાજપરનો પ્યાર તજી તક્ષસીલને પરણવા કહેવું, પુરૂરાજને ઇંદીરાને તેવી ફરજ પાડવા કહેવું, પુરૂરાજે તટસ્થ રહેવું, ઇંદીરાએ પુરૂરાજ તરફ પ્રેમ જાહેર કરવો, બાદશાહે પુરૂરાજને તટસ્થ રહેવા માટે તથા ઇંદીરાને હુકમ ન માનવા માટે ગુન્હેગાર ઠરાવી કેદ કરી વધનો હુકમ દેવો. ઇંદીરા તથા પુરૂરાજની ઉદાસીનતા. શીક્ષા વ્હોરી લેવા તૈયાર થવું, સખ્ત કસોટી. જલ્લાદોને ગરદન ધરવી સીકંદરનું તેઓની ધર્મનીતી અને દ્રઢતા માટે અત્યંત પ્રસન્ન થવું. શીક્ષા માફ. પ્રેમથી ભેટવું અને નેકીના બદલા તરીકે મીત્ર બનાવી સમગ્ર પંજાબનું રાજ્ય અર્પણ કરવું. આ બનાવથી અંબાલીકા તથા તક્ષસીલનું દ્વેષે ભરાવું, પોતાના ઇનામની માંગણી, સાહનસાહે તેઓને તેઓનાં કુકૃત્યનું ભાન કરાવવા ઇનામને બદલે અપરાધી જણાવવો તેથી ઉશ્કેરાઇ જઇ તાક્ષસીલ સીકંદરપર હુમલો કરે છે, સીકંદર તેને ઠાર મ છે.

૮૩૭૨



# અંક ત્રીજો.



**પ્રવેશ ૧ લો**—સ્થળ કાહીમા પર્વતમાં રાજમહેલ. ઈંદીરા પુરૂરાજે તીરસ્કાર ર્ક્યા સંબંધી શોચમાં. સાહેલીઓનો વીનોદ પ્રસંગ કેદી અંબાલીકાને લઇ સીકંદરનું આગમન. કપટપત્ર રજુ કરવો, અંબાલીકાની મુખજુબાની, પુરૂના મનનો સંદેહ જવો. અંબાલીકાનો ન્યાય, પુરૂરાજના માનને ખાતર અંબાલીકાને માફી. ઈંદીરા પ્રત્યે પુરૂરાજે પ્રણયમાં વ્હેમ કર્યા માટે ક્ષમા માંગવી, અભેદ પ્રેમ.

**પ્રવેશ ૨ જો**—સ્થળ, સરોજનો ઉતારો, સુંદરી સરોજનું આનંદી મીલન. લગ્ન માટે ઈંદીરા દેવીની આજ્ઞા મેળવવાનો પ્રયત્ન કરવાનો ઠરાવ, પુરૂરાજનું આવવું, અંબાલીકાની હીલચાલપર નજર રાખવા સરોજને મોકલવો.

**પ્રવેશ ૩ જો**—સ્થળ, તક્ષસીલનો મ્હેલ. અંબાલીકા સીકંદરે પોતાના ભાઇને માર્યો, તે માટે તથા પોતાના અપમાન માટે વૈરના વીચાર કરે છે, પોકળસીંહ તથા રાહુમલે તેમાં મદદ કરનાર તરીકે ત્રીસ સરદાર કે જેને સીકંદરે શીક્ષા કરી હતી, તેને લાવી મેળવેલો છે. તે સર્વ મળી સીકંદરના ખુનનો ઠરાવ કરે છે, અને તે ખુન કરાવવા માટે સીકંદરના અંગરક્ષક સૈનીક અમલદારને કહેવામાં આવે છે. અંગરક્ષકે એ અમલદાર આ કામ માટે ના કહે છે, જેથી અંબાલીકા તથા સરદાર અમલદારોનું ખુન કરવા તત્પર થાય છે, અચાનક ગુણવતી આવી પહોંચે છે, તે પાપી કામમાં આડે આવે છે, શાહી અમલદારોનું ખુન, સરોજનું આવવું, ભેદ જાણી લઇ શાહને બાતમી પહોંચાડવા જવું.

**પ્રવેશ ૪ થો**—સીકંદરની છાવણી. સીકંદરને પુરૂરાજ તથા સરોજ આવી કાવતરાની જાણ કરે છે, યુક્તિ ગોઠવવી, સર્વેનું છુપાઇ જવું, ખુનીઓનું આવવું, સીકંદરની જગોએ સીકંદરના બાવલાપર ઘા, સીકંદર તથા પુરૂરાજે ખુનીઓને પકડવા. (ટબ્લો.)

**પ્રવેશ ૫ મો**—સ્થળ શાહના ખુનના અંજામની વાટ જોતા રહેલા પોકળસીંહ તથા રાહુમલને સરોજસીંહ તથા એલસીસ્ટીયન સફાઇથી પકડે છે.

**પ્રવેશ ૬ ઠો**—સીકંદરનો દરબાર, સીકંદર પુરૂરાજ તથા ઇંદીરા વિગેરે સમક્ષ પકડાએલ અંબાલીકા તથા ગ્રીસ સરદાર વિગેરેને લાવવામાં આવે છે, પાપીઓનો ન્યાય, પાપીઓનો પૂર્ણ પશ્ચાતાપ. દેશદ્રોહી અંબાલીકાનો મરીને પ્રાયશ્ચીત કરવાનો ઇરાદો. સ્ત્રી જાત જાણીને તેને બચાવવા સીકંદરનો ઇરાદો. પુરૂની તેમાં સંમતી. આનંદ પ્રસંગના માનમાં ગુન્હેગારોને ક્ષમા. સીકંદરે નેકીવંત ક્ષત્રિનરોની કદર બુઝવી. પુરૂરાજની મીત્રતાની સલામતી તથા પુરૂરાજ અને ઇંદીરા તેમજ સરોજ સુંદરીનો હસ્તમેળાપ શુભાશીર્વાદ ઇતિશુભમ.



# શ્રી વીર કેસરી નાટકની પાત્ર સંકલના.



## પુરૂષ વર્ગ.

| | |
|---|---|
| સીકંદર... ... ... (મહાન એલેકઝાન્ડર) | ગ્રીસ દેશનો જગત જીત બાદશાહ. |
| પુરૂરાજ (પૌરસ) ... | પંજાબ-લાહોરનો મહારાજા. |
| તક્ષસીલ... ... ... | પંજાબ પૈકી એક ભુપતી. |
| એલક્રિષ્ટિયન ... ... | સીકંદરશાહનો દુત. |
| ગ્રીસીય સરદાર ... | સીકંદરનો અંગરક્ષક અમલદાર. |
| તેગસીંહ... ... ... | ઈંદીરા કુમારીનો સેનાપતિ. |
| સરોજસીંહ ... ... | તેગસિંહનો પુત્ર. |
| પોકલસીંહ, રાહુમલ } ... | તક્ષશીલના ખંડીયા રાજાઓ. |



# સ્ત્રી વર્ગ.



ઇંદીરાદેવિ ... ... ...કોહીમા પર્વતની રાણી
અંબાલિકા ... ... ...તક્ષશીલની બહેન.
સુંદરી ... ... ... ...ઇંદીરાની સખી.
સુહાસિનિ ... ... ...પોકલસિંહની સ્ત્રી
ગુણવતિ ... ... . રાહુમલની સ્ત્રી

સ્થળ—પંજાબ—લાહોર—તક્ષકનગર

શિવાય દરબારી, લશ્કરી, શહેરીજનો દ્વારપાળ અને વારાંગનાઓ વીગેરે.



શ્રી ૐ

# વીર કેસરી



## નાટકનાં ગાયનો.

સુત્રધાર— ૧

ૐશ્રી બંસીધારી વ્રજપતિ બનમાલી
બલીહારી બલીહારી વંદુ વહાલા વારી વારી
મંગલ સુરત પ્રભુ પ્રિતી વારીધી
પાહી પાહીહે પ્રાર્થસારથી શ્રેયના નીધી
નવકૃતિ રસવતી કરકરધારી હરિ સુણી વિનંતી
મહદ વરદ પદ તમારૂં સફળ કરો—સીદ્ધ કરો
કામના હે શ્રીપતિ—

બાળાઓ— ૨

તીર તરકસ તન ધરીને શુરવીર રણધીર આવ્યા
દેવ દુંદુભી ગડગડીયાં પ્રીતેથી સુર સુંદરીએ વધાવ્યા
અટલ અડગ ભીષણ પણ દેશ હીત લીધાં
કેસરીયાં કરી રણમાળા ધરી અભય પ્યાલા પીધા

શીર સોંપ્યાં દેશ હાઝમાં સુખે સુયશ વહોરી લીધા
જગ અમર નામ કીધાં એવા દેશ ભક્તએ—તીર૦
સ્વતંત્રતામાં પૂર્ણ પ્રભાકર કેસરી બળવંતા
ધર્મ નિતીમાં ધ્રુવ ધુરંધર મહારથી મદમાતા
હીંદ માતાના પુત્ર પનોતા અનમીને અટંકા
દેશ દેશ દીધા ડંકા એવા બહાદુર બંકાએ—તીર૦

રાજ મંડળ— ૩

જય રહો જય રહો હિંદના નરેશનો સ્વદેશનો
સદાય જય રહો..
હાં દેશની સ્વતંત્રતા શ્રેષ્ટતા સ્વાધિનતા
કાયમ દાયમ રહો— જય રહો.
માત્રુ સેવાના પ્રસાદથી ધર્મ નીતિના પ્રતાપથી
યશ વરો શુરનરો જંગે ચડો— જય રહો.

હીરા— ૪

ખરા તે હીંદના સંતાન, લડે જે હીંદને કાજે
લડે જે હીંદને કાજે, મળે જે હીંદને કાજે
ડુબાતો દેશને દેખી, ચડે વારે ઉમંગેથી
પ્રભૂ કે બાદશાહોથી, ઝુઝે જે હીંદને કાજે
ન મોહે માયા મહોબતમાં, ન લોભે માલ દોલતમાં
જીવન જર ત્રાણુ સૌ પલમાં, તજે જે હીંદને કાજે
યતો ધર્મ સ્તતો જય છે, કરો યાહોમ શો ભય છે.
અમર તે થાય નિશ્ચય છે, મરે જે હીંદને કાજે.

ગુણવતી— ૫

અરે ઓ હીંદ હિછેચ્છુ હીંદના લગનની રીત સુધારો
લાયક જોડલાં મેળવો જેથી થાય સંસાર સુખાળો—અરે૦
બાળ વિવાહ ને વૃધ્ધ વિવાહ કે પૈસાના વિવાહ થાય
ગુણ સ્વભાવ વિરૂધ્ધ વિવાહથી દેશનો દાટ વળાય
હાય લાગે અંતર લ્હાય—અરે૦

હીરાના હાર ને મોતીની માળામાં નથી સંસારનું સુખ
અમો જેવી નવ યૌવના નારીને જુગતી જોડી વિના
દુઃખ દુઃખ સંસાર માંહે ન સુખ—અરે૦

ગુણવતી— ૬

આપ પાપડ વાડીમાં પધારજો લ્હેરીલાલ
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલી ચાલ મારી પાડોશમાં તુળસી કયારાનું નીસાન છે.

(છજામાં) તુલસીના ઝાડનું નીસાન છે—લ્હેરીલાલ૦
અખંડને અભંગ આજ સાંજ પહેલાં આવજો
હડતાળવાળાનું તોફાન છે જબરૂં હડતાળવાળાનું
તોફાન છે—લ્હેરીલાલ૦

પોકલ—જોખમ ભરેલું કામ પુરી પંચાત છે ધાસ્તી છે આફતમાં
જાન છે, મારા બાપ ધાસ્તી છે—લ્હેરીલાલ૦

અંબાલીકા— ૭

સુંદર ગોરી ગોરી છબી આ લાગે પ્યારી
હારે મારા પ્રેમી પાતળીઆજી તનમન તમપર વારી
પ્રણય પરિક્ષક છો દીલદરીઆ દરશ પામી મુજ લોચન
ઠરીયાં.
પ્રીતે પળજો સુખકર નૌતમ ન્યારા
ના ભુલી જાશો મનહર મોહન મારા
હાંરે મન મંદીરમાં વસીયા બની પ્રીયની પુજારી

સાહેલીઓ— ૮

રે બની જુવતી જોબન ઉભરાતી
સુંદર શું શોહાતી, મદન મદમાતી—રૈખની
મનહર મયંક મુખ મુગ્ધા મધુરી
અલબેલી ઇંદ્રની પરી
ખંજન નયન નેહ ભીનાં રસીલા
ભ્રકુટીમાં ભુરકી ભરી મોહન મંત્ર મારે છે જાદુગરી
ગૌરઅંગ રંગ ઢંગ દેવ સુંદરી—બની

સાહેલી સુંદરી— ૯

સાહેલી–મીઠા મીઠા રસ પ્યાલા પાશે રસીલા લાલા
સુંદરી–અરે જારેજા જાણ્યા સહુ ઢંગ તમારા
સાહેલી–આનંદે લેશો દેશો રસીકા રતિલાવા

સુંદરી–જાણું ના કાંઇ બાઇ વેણુ શું વદો આવા
સાહેલી–પ્રિયતમ તનમન હરનારા
નટખટ છલ બલ ભરપુર રસખાન જ્ઞાન·વાન
સુંદરી–છોડો ચાળા—મીઠા

## સુંદરી સરોજ— ૧૦

સુંદરી–હાંહાંરે દર્શન દેજોરે સુધ લેજોરે છબીલા પ્રિય પ્રાણ
સરોજ–હાંહાંરે હરદમ તારીરે રઢ લાગીરે માર્યાં તેં મોહબાણ
સુંદરી–હાં પ્રિયતમ અનુપમ છો નગીના મારા તનમન છું કુરબાન
સરોજ–હાં દીલભર અમુલખ છો હૈયાના હીરા સુખકર છો રસખાણ
—હાંહાંરે૦

સુંદરી–સોભાગ્ય શણગાર મારા તનમનના માલીક મારા
સરોજ–પ્રીતીની પીયુષધારા પ્રીયતમનાં જીવનં પ્યારાં
સુંદરી–વારી વારી જાઉં હું બલીહારીરે મન મોહન લાલા
સરોજ–પ્યારી પ્યારી લાગે શી છબી તારીરે દીલ હરણી દારા
સુંદરી–પાઇ પ્રીત બુટી
સરોજ–દીધું દીલ લુંટી
સુંદરી–એમ ?
સરોજ–હા.

સાહેલીઓ—  ૧૧

ગરબો.

હાંરે ભાવ ધરીને ભજામી ભવ્ય ભારતી માતા
દયામયી દેવી તમારાં જયકર ગીતો દેવતા ગાતા
માતા તવ સૈજન્ય સાગર સૃષ્ટીપર રેલી રહ્યા છે
વિભુતીનો સૌરભ સુંદર લોકાલોક રહેલી રહ્યા છે
નમામી વિશ્વ વિજેતા દે સુખશાતા વહાલી વીધાતા—હાં૦
જનુની અરજી ઉરમાં ધરજો વરદા વીમલા કરૂણા કરજો
પરદેશી તણા હુમલા હરજો જય કીર્તિ સુલેહ સદા મળજો
સહુ આર્ય મહીં સુભ સંપ થજો છળભેદ વીશાદ પ્રમાદ જજો
ચીર કાળ અમારૂં સ્વરાજ્ય રહો અમી વૃષ્ટી કરી દુઃખ દવં દહો
ધર્મ નીતી ચાતુરી હીંદને નીવાજો ઉન્નતીના શીખરે ભારત ખીરાજો
ન્યારી ન્યારી જાહોજલાલી આપો આઈ પ્રીય કરનારાં—હાં૦

ઇંદીરા—  ૧૨

જારે જારે કોયલ કાળી તારી ટુહુકારી લાગે
અકારી—જખમકારી—જારે જારે.
વીરહીણી ને શીદ વીદારે
શર જેવા સ્વર શાને ઉચ્ચારે
બળતીને બાઇ બહુ શું બાળે
લાગે કલેજે કટારી—જારે—જારે

વારાંગના— ૧૩

અખીયાં અચસાની પ્રીયા સહેજ ચળોને
સ્હેજ ચળોને પ્રીયા સહેજ ચળોને—અખીયાં
લાલ પલંગપર મસરૂંદા તકીયા
ઉપર ચાદર તાની–પ્રીયા સેજ ચલોને—અખીય'
હલુ હલુ પાઉં ભરો મોરે સજના
જાગેજી નનદ જેઠાની પીયાસેજ

ઇંદીરા— ;૧૪

હું પદ તજો હરામી દુનીઆ નથી સદાની
જર જોર ને જુવાની સહુએ થવાની ફાની
સાચી સલાહ માનીરે કરણી કરો મજાની
મમતા મુકોને પ્રાણી સહુ અંતે ધુળધાણી
આ જુઠી જીંદગાનીરે સ્વપના સમી લ્યો જાતી
કોઇ આજ કોઇ કાલે પરલોક પંથ ચાલે
જમ દુત આવી ઝાલેરે દુનીયા ડુબી જવાની

૧૫

સુવાસીની–કેવા ખાધા ગોળ સાટ ખોળ હાંરે ધીક ધીઃ
હરાયા ઢોર હવે તમે હાથમાં આવ્યા ચોર
તમને જોઇ હુંલાજી
પોકળ–એતો જરી જોતો હતો હું તાલ તમો આવુ જુઠ્ઠા
ચઢાવોના આળ

રાહુ—જુઓ માર કરડી ખાધા ગાલ પુરાવો સાફ છે હાજી
સુહાસીની—છટકામાં ઉંદર
રાહુ—ફાવવા જતા ફસાઇ પડયો
પોકળ—આવી છે આફત આમ
રાહુ—કેવી દીધી થાપ બેટાજી—કેવો ખાધો
પોકળ—બાજી આવી દગલબાજી



# અંક બીજો

---

**વારાંગનાઓ—** ૧૬

જયવીર મહા રણધીર સીકંદરશાહ સદા જયવંત રહો
દીલ રહેમને પ્રેમથી પુર્ણ રહો બળ બુધ્ધિ પ્રતાપ અનંત રહો
યશ સુયશ છવાઇ રહો તુજ ગાન ગુણીજન ગાઇ રહો.
તુજ આણ અખંડ દીપાઇ રહો નીત મંગળ હર્ષ વધાઇ રહો.

**ગુણવતી—** ૧૭

થન ગન થૈયા (૨) નાચો નચૈયા—નાચો
સાધીને સુરતાલ ગદીન ગીનધા (૩) હા હા
તમે વેશ મઝાનો લાવ્યા

શાહુમલ—તમે લગો છો હડકાયા

ગુણુવતી–તમે ભલા લાગમાં આવ્યારે
ઠીક આવ્યા ખુબ આવ્યા બેશ આવ્યા
પોકળ–લાફાનો ખાવા માર—થન ગાન
ગુણુવતી–તમે પુરા નસીબશાળી
શાહુમલ–મળી તક સોનેરી સારી
પોકળ–એમાં ફસ્યા જોઇ પરનારી રે હાય નારી
વોય નારી ઉફ નારી
ગુણુવતી–ઓરા આવોને લાલ
શાહુમલ–ગદ્દી ગીનધા (૩) થનગન

૧૮

આલી આજ ધન્ય ધન્ય
સુખકર અવસર
બેઠા તખતપર આલીજા નામવર
ચમકત ફુલાઇ જેની જગ સુવિમળ
ગુન ગાએ નરનારી જઇએ વારી બલીહારી
આવો સખીરી કાજે નૃત્યગીત વર—આળી આજ

ગુણુવતી— ૧૯

ઠાકોરશ્રી ઠેકાણે આવ્યા
બહુ પસ્તાયા દોડી દોડીને ધરાયા—ઠાકોરશ્રી.
સુહાશીની–આશીરવાદે અર્થ સરેના ભયથી કામસરે છે

એ ન્યાયે અમરસ્વામી નાથને જુગતીથી સપડાવ્યા
સરમાવ્યા સમજાવ્યા—ઠાકોરશ્રી.

ગુણવતી—સીધી આંગળીએ ઘીના સાંપડે
વાંકી બીજ પુજાએ શઠના સાથે શઠતા કરવી
એ જગ વચન વદાયા વંચાયા કહેવાયા—ઠાકોરશ્રી

વારાંગનાઓ— ૨૦

જુઠા વાયદા પીયા મોસે કર ગયોરી
રજની સારી મય જાગી, આંગના છયલ સોહાગી
બીરહાકી આગી મોહે લાગી—જુઠા વાયદા૦
સોતન હુય બૈરન ભારી બસ કીને કૃષ્ણબીહારી
કાસે કહું બૈરી મેતો હારી—જુઠા વાયદા૦

ઈંદીરા— ૨૧

બાંધી આશા પ્યારા તારા પ્રેમમાં
નષ્ટ આશા આજે મારા પ્રેમમાં
સખ્ત મુશ્કીલ ધર્મ સાચા પ્રેમનો
કાઢી આપું પ્રાણ પ્રેમમાં
જેને વીતી તેજ જાણે આ સીતમ
દર્દ દીલની લાગી જ્વાલા પ્રેમમાં
દીલમાં આવે છે કે જોગણ હું બનું
થઇ દીવાની દીનદારા પ્રેમમાં

## પોકળ ને ગુણવતી— ૨૨

જોખોરે ફટકાથી જોખો (૨) પુરેપુરો હાં પોંખોરે
તમે કરી નાંખોને ચોખો ફટકાથી જોખો
રાહુમલ–જો જોરે દુનીઆના લોકો જોયા જેવો ચોકોરે
આની ક્યાં મુકવી પોકોરે દુનીઆના લોકો
શીયાળવું ઘર ધણી થઇ બેઠું બંબે બંબજ આલ્યુ.
ગુણવતી–જુઠ બોલવા જાતાં જો જો ઉલટુ ઉંધુ માર્યું.
પોકલ—અસલી પીટાય બંદો નકલીયો હરખાય
રાહુમલ–બેરૂ આંધળે કુટાયરે દુનીઆના લોકો—જોખોરે.

## સુહાસીની ગુણવતી— ૨૩

જુઓ અમો અબલાના કામ,
અબલા પણ પ્રબલા કહાવીએ.
ચીજ અજાયબ નોતમ નારી,
નારી સંસારમાં સ્વર્ગની બારી.
રંગમાં ઢંગમાં રસની ક્યારી,
લટકે મટકે કામણગારી.
જારી વીજારી ચરિત્ર ચલાવીએ,
એક ઇશારામાં દુનીયા ડોલાવીએ
દ્દષ્ટીમાં દુનીઆ ડોલાવીએ

ઇદીશ— ૨૪

જબ દીલ ન હો કાબુમેં તો કયા મેરી ખતા હય યેહ શાનેખુદા હય
સચ હય બે મહોબ્બતમેં કીસીને કહા હય આફત હય બલા હય
આઝારે મહોબ્બતસે તો અલ્લાહી બચાએ યેહ ગમ ન દીખાએ
યેહ દર્દ વહિ હય જીસકા નહી કોઇ દવા હય બેકાર હુઆ હય
શાયદા કોલમેં કોમને અહ્દ.ઝ તો દેખો કુછ ગૌન તો કરો
મરતા હય તો મરને કે સીવા કોન જીયા હય આખર કોઈના હય



# અંક ત્રીજો.



રજપુતો— ૨૫

શાન્તી મળી સુલેહ થઇ જય બોલો સહુ મહારાજ તણો,
જુગ જુગ જીવો શ્રી શાહનશાહ અવિચળ રાજને તાજ રહો.
હે શ્રી મોરારી મ્હેર તારી ભીતિ નીવારી છે સુખાકારી,
અમન ચમન લાવ લહો શાન્તી.

ઈંદીરા ૨૬—

હાં....છેલ્લા અલબેલા સાહેબા,
પુરૂ—મોહની લગાડી લલના.
ઈંદીરા—થયા છો પતિ આ તનના
ચરણ શરણ તમ તારણ તરણ મમ.
હાં....રૂડા રઢીઆળા શામળા—હાં છેલ્લા
રતિને કામ જેમ એક રૂપ પ્રેમમાં છે
પુરૂ—પુરૂના પ્રાણ પ્યારી ઈંદીરાના પ્રેમમાં છે
ઈંદીરા—રસીલા રામ મારા સર્વદા સમીપ રહેજો
પુરૂ—બની મમ ઉર્વશી સદા પ્રિતીનું દાન દેજો
ઘડી પણ નવ કરૂ ન્યારા સુખકર સુંદર વર મારા
મગન મગન મન વરસ્યો આનંદ ધન
હાં........રૂડા રઢીઆળા શામળા—હાં છેલા

સુંદરી— ૨૭

બની સુંદર અલબેલા લાલ. ધરીને વ્હાલ
આવો ઉમંગમાં
સરોજ—બન્યો આતુર અલબેલી આજ, સફળ કાજ
આનંદ અંગમાં—બની૦
લગન પુરી લગાડી તેં કૃતાર્થ કરી
સુંદરી—નવલ વેલી પ્રેમી તરૂવર સાથ વરી
સુણી અમૃત સમ વેણુ પ્રાણુ છે ગુલતાન
પ્રીતિ તરંગમાં—બની સુંદર
કામણુ કર્યાં શાં કહોને છબીલા, ભામાને ભોળવી આમ
સરોજ—ઉત્તમ અમુલા ગુણે કરીને, ગોરી કર્યો તેં ગુલામ
સુંદરી—મુખના મધુરા જાઓ જાણું છું ધુતારા—બની૦

નાચનારીઓ— ૨૮

ભાલી ભોલી પડોસણુ દે ગાલીયાં
તોહે શરમ કુછ ન આવે પત જાવે
હસાવે સબ નારીવાં—ભાલી ભોળી
મેંદી લગાકે દ્વાર ઠાડી પડોશણુ
ક્યારે સમજ કે ઉસે પ્યારે રસિકરાજ
દીની હાલોપે તુને તાલીયાં—ભાળી૦

રાહુ— ૨૯

આફતનો જમાનો આવ્યો ભારે ઉપજ્યો છે
નથી ઉગરવા આરો ચારો આમ આફત છે

ચોકલ-ઢોર હરાયા ડબે પુરાયા અંકે નંગ બે
કડાં લોઢાનાં જડયા હાથમાં ઠણુણુણુ ઠણુઠણુ કે
પાપી કયાં જઇને કે તેને કોઇ દાદ નાહે
ચારો આમ આફત છે.

સરોજ— ૩૦

કરણી તેવી પાર ઉતરણી ખોદે તેજ પડે
ભલા બુંડાનો બદલો ભગવત દીધા વિના નારે-પાપી કયાં

એકિરિશ્ચયન—વેશ કર્યા બહુ રૂપી બનીયા લંપટના કાજે
મોટા ઘરના થયા પરોણા સપડાયા અંતે
હવે કોઇ દાદ નાહે તારો થયો પાપથી ખે-ચારો આમ

ઈંદીરા— ૩૧

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ એવો છે,
ન ... જાનકી નાથે, સવારે શું થવાનું છે?
હ... રાલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનુ છે?
હ કારવ અને પાંડવ, જગતમાં મહાબળી યોદ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે?
રમ્યા જુગટ્ટુ સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે?

# લગનસરાનો

# શણગાર તે શું

. . ગાડા જરીના ડ્રેસો *

વરરાજાને પહેરવાને ખરા તેમજ ખોટા લપ્પાનાં જામા જોધપુરી તેમજ રજવાડી મંડીલો ખરી ખોટી તાના ટેકામાં વપરાતા તાજ મુગટો પાઘડીઓ તાસના ફેંટા, ફેન્સીકટનાં સીરપેચ તથા પીછી અને બદલાની કલગી વીગેરે જથાબંધ તથા છુટક બનાવનાર વેચનાર અને ભાડે આપનાર.

દુકાન સ્ટેશનરોડ
તાર ઓફીસ પાસે
બેગમપુરા

**ગોવનભાઈ નારણદાસ.**
છાપરીઆ શેરી-સુરત.

# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી વિશ્વરંગ નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે. જેઓ સાહેબોને જોઇએ હોય તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં વેલ્યુપેબલ અથવા, નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં. રૂ.આ.પૈ.

| | | | | |
|---|---|---|---|---|
| શ્રી સિદ્ધ સત્યેન્દ્ર | .. | ... | ... | ૦—૩—૦ |
| | | ... | ... | ૦—૩—૦ |
| | | | | ૦—૩—૦ |
| અજીત ... | ... | .. | | |
| ચંદ્રગુપ્ત... | ... | ... | | |
| સમ્રાટ અશોક | ... | ... | ... | |
| આત્મબળ | ... | .. | .. | ૦—૩—૦ |
| મહાત્મા તુલસીદાસ | ... | .. | ... | ૦—૩—૦ |
| યોગમાયા... | .. | ... | ... | ૦-૩-૦ |

ચીમનલાલ બકોરભાઇ દલાલ.

માલેકઃ—શ્રી વિશ્વરંગ નાટક સમાજ


